|| हरी ॐ श्रीसद्गुरु परमात्मने नमः ||

# श्री सद्गुरु चर्णामृत



પરમકૃપાળુ સદ્ગુરૂ શ્રીમદ્ શ્રીશંકર જગન્નાથતીર્થસ્વામીજી

# ઉદ્યોગાનંદ.

વ્હાલા આત્મબંધુ! ચાલ ઉઠ બેઠો થા. આળસ છોડ. આળસ સઘળાં કામને અઘરાં કરે છે. તેનો સંગ દુર્બળને હોય ત્યારે ન હોય. તું તને પોતાને જોતાં શીખ. બહાર ભટકવું છોડીદે, અને સદ્‌ગુરૂ વચનામૃત તથા સત્ શાસ્ત્રદ્વાર નિશ્ચય કરી લે કે આ સર્વ માયાની ઇંદ્રજાળ છે, જ્ઞાન, ઉપરમ, અને વૈરાગ્ય. એજ પરમ તત્વ પ્રાપ્તિનાં સાધન છે. તેનાં દ્વારમાં પ્રવેશ કરવા ઉત્સાહી બની શ્રી સદ્‌ગુરૂનાં ચર્ણમાં પહોંચી જા. ત્યાં તને ઇચ્છિત ફળની પ્રાપ્તિ થશે અવશ્ય થશેજ. નિઃસંશયી બની જા. શ્રીસદ્‌ગુરૂમાં પૂર્ણ શ્રદ્ધાળુ બની જા. સંચિતનાં સમૂહનો નાશ કરવા ત્રિનચિકેતાગ્ની થા. થા, થા, ને થા. અવશ્ય થા. દયાળુનાં દેદાર કરવા દયાળુ થા. આનંદ બની આનંદની ઉદ્‌ભવતિ લહેરોનું પાન કર. સત્ય અને પ્રિય વાણીનો પ્રતાપ તો જો? અહંભાવ છોડી દે. ક્ષમાનું મહદ્ અંગ ભૂલતો નાં. સમુદ્ર બનજે. મોજું નાં થતો. પ્રયાસ કર પાછો કદિ નાં પડતો. આગળ વધ્યેજ જજે. ફળની બિલકુલ ઇચ્છા નાં કરતો. " ઉલટભેર ફરીથી કરો " એ વચન કદિ નાં ભૂલજે. અને સત્‌ચિત્ આનંદ સ્વરૂપ શ્રી સદ્‌ગુરૂમાં ભળી જજે. અસ્તુ. ૐ શાન્તિ: શાન્તિઃ શાન્તિ: એજ પ્રેરક બુદ્ધિથી લખનાર ત્હારો આત્મા.

દા. દયાશંકર મકનજી વૈદ્ય.

ઠે. વઢવાણવાળા સાંકડીશેરી-અમદાવાદ



# શ્રીસદ્ગુરૂ ચરણામૃત.

## પ્રથમબિંદુ.

ગુરૂર્બ્રહ્મા ગુરૂર્વિષ્ણુ, ગુરૂર્દેવો મહેશ્વરઃ
ગુરૂઃ સાક્ષાત્પરં બ્રહ્મ, તસ્મૈ શ્રી ગુરવે નમઃ

ગીતિ.

અગમ નિગમ ગુરૂગમથી, પૂર્ણાનન્દે પ્રાપ્ત થશે ભાઇ;
તિમિર હરણ રવિ પ્રગટયે, ભ્રાંતિ હૃદયમાં રહે નહિં કાંઇ.
મહત્વ ગુરૂ પદ રજનું, માપી શકાય ન કોથી કો કાળે;
દ્વૈતપણું ટાળીને, અદ્વૈતે પ્રભુ ત્રિવિધ તાપ ટાળે.

સદ્ગુરૂ.

ગુરવો બહવઃ સન્તિ, શિષ્ય વિત્તાપહારકાઃ
ગુરવો વિરલાઃ સન્તિ, શિષ્ય સંતાપ હારકાઃ

મર્ત્ય બ્હેન હીરાગવરી બ્હેનને.

દોહરો.

દેવી દિવ્ય સ્વરૂપમાં, ભળી ભદ્રે નિરધાર;
સ્મર્ણ રહો ગુરૂ ચરણમાં, હીરા હર્ષ અપાર.

જીવન સાર્થક જગતમાં, કરી ગઈ સદ્‌ગુરૂ શર્ણું;
પ્રેમાંજલિ અર્પૂં તને, થાય ન જન્મન મર્ણું.

ગુરૂ બંધુઓને.

નિર્મળ તન મનમાં રહી, ભેટી હૃદયા સાથ;
પ્રેમ પરસ્પર લહિ દહી, સંભારો જગન્નાથ.

કલ્યાણ.

પરમ કૃપાળુ દિન દયાળુ, સદ્‌ગુરૂ શ્રી જગન્નાથ નમામી;
શરણુ તમારૂં નિશદિન ધારૂં, સદ્‌ગુરૂ શ્રીજગન્નાથ નમામી. પરમ.
સાલજ આ શુભ ઓગણુ એંશી, અતિ ઉત્તમ વૈશાકની;
પુર્ણિમાએ થાય પ્રતિષ્ઠા, સદ્‌ગુરૂ શ્રી જગદિશની. પરમ.
જન મન રંજન ભવ દુખ ભંજન, મનવાંછિત ફળ પ્રાપ્તિ અપાર;
યશ અબ્ધિના દર્શ કરી દિલ, યાવત ચંદ્ર બને ઉદાર. પરમ.
શંકર શ્રી જગન્નાથ તિર્થમાં, સંશય રહિત બની મળી જા;
કરીને ચર્ણામૃતની સેવા, કર્મ રહિત થઈ આત્મજ થા; પરમ.
રક્ષક નિશદિન બળનાં પોષક, રસ અબ્ધિના છે દાતાર;
જળ મીન યશ જેમ જગતે ગવાયો, તન રાજી મન રાજી અપાર. પરમ.
સદ્‌ગુરૂ વરના સર્વ શિષ્ય વળી, સમારંભની મહિં મળનાર;
સર્વ સજ્જનને નમન દયાનું, બોલો શ્રી જગદિશ જયકાર. પરમ.

રામ બાણ વાગ્યાં હોય તે જાણે.

જીવ જાણ્ય જીવન જગન્નાથસ્વામી, જેની શેર વી પરમશાન્તિ પામીરે; જીવ.
અહં મમત્વ મદ માયા ને માન સેહુ, તોડ્યાં મરાણ્ય રામી સામી;
સાધકોને સત્ય જ્ઞાન અર્પિ બ્રહ્મરૂપ કર્યા, તાનમાં ન ભાનવૃત્તિ જામીરે. જીવ.
પામર હું પૂજ્યવર તના પ્રતાપ થકી, પરમ શાન્તિ રહ્યા પામી;
મ્હારા પ્રભુની ચર્ણ રજ માંહિ ન્હાતાં મને, ત્રિલોકમાં ન રહી ખામીરે. જીવ.

લેતાં સંભાળ શર્ણું રાખી સહાય પ્રભુ, સ્મરણે જગન્નાથ સ્વામી;
દાસને ઉદ્ધારવા અદ્રષ્ય દ્રષ્ય રૂપ બની, અમૃત વર્સાવતા ન ખામીરે. [જીવ.
તત્વ જ્ઞાન દાન દિએ જીજ્ઞાસુ જીવડાને, જેથી જાય જન્મ મર્ણું વામી;
દયા શું બાકી શર્ણું સદ્‌ગુરૂનું લેતાં હવે, વ્હાલો રીઝયા અંતરયામીરે. જીવ

ભજન.

શ્રી શંકર જગન્નાથ દયાળુ, વાસ હૃદય મમ રાખોરે;
હું કિંકર છું આપ ચરણનો, ત્રાસ ત્રિવિધ ટાળી નાંખોરે. શ્રી.
હું બાળક છું પામર પૂરો, નથી અજ્ઞાનની માંહિં અધુરો,
જડત્વમાં જગ જાહેર શૂરો, અનર્થ કરતો લાખોરે. શ્રી.
જપતપ સાધન કાંઇ ન જાણું, મોહ મયીની ધોંસર તાણું,
પડયું અકર્મી પડીએ કાણું, વહાણે કપાશે પાંખોરે. શ્રી.
જેવો તેવો તોય તમારો, ગણિ બિરદ બાપૂ આપનું તારો,
દોશ ભર્યા છે લાખ હજારો, કૃપા દ્રષ્ટિથી કાપી નાંખોરે. શ્રી.
ગુરૂ કૃપામૃત વરશી ક્યારે, સુંદર વહાણું વ્હાશે મારે
એ આ આશાને અનુસારે, પ્રાણ પિંજરમાં રાખ્યોરે. શ્રી.
ત્વંપદ રજનાં પૂન્ય પ્રતાપે, અંવ હૃદયમાં સુગંધજ વ્યાપે,
તે ભાવી સંચિત સહુ કાપે, નિશ્ચય અંતર ચાખ્યોરે. શ્રી.
મન બુદ્ધિના માલેક બાપુ, જીવન પ્રાણ પ્રભુ ચરણે આપુ,
આપો દયાને ઇચ્છિત દાપુ, ભાવ ધરીને ગુરૂ ભાખોરે. શ્રી.

ગુરૂ મહત્વ.

પરમ રસ પૂર્ણ ભર્યોરે, સદ્‌ગુરૂ શેવ વિના નવ મળે,
અકળ બહુ ગુહ્ય કર્યોરે, ભરમનો ભેદ ન અન્યથી ટળે.
પાત્ર વિના કદિ પડી ગયો તો, સ્થીર થઇ નવ ઠરે,
સાંડપ કરી જરી સ્પર્શ કર્યાથી, નક્કિ પ્રાણને હરે. પરમ

તત્વ રહ્યું સુરનર મુનીવરનું, ગુણનું ગુંજન ખરે,
તે મળવું નથી રહેલ જગતમાં, જે પર ફનધર ફરે. પરમ.
ચાદલોક બ્રહ્માંડના માંહે, ગણાય શ્રૃતિ ઉચ્ચરે,
તે બ્રહ્માંડ રહ્યું આ રસમાં, રસનાં ઝરણાં ઝરે. પરમ.
અસંખ્ય ભાનું તણું તેજ આ, રસમાં ઝાંખુ પડે,
અદ્દભુત ગૌરવ આગળ ઉડુગણુ, ઇન્દુ શરમાઇમરે. પરમ.
તત્વના તત્વનું મહત્વ મોટું, પમાય નહિં પાધરે,
અસંખ્ય યુગો આ રસ માટે, વીતાવ્યા મુનિવરે. પરમ.
તે મળવો નથી રહેલ જગતમાં, કોટિ ઉપાયજ કરે,
પણ સદ્દગુરૂની મ્હેળ વળે તો, એક ક્ષણમાં સન્મુખ કરે. પરમ.
એવા શ્રી જગન્નાથ ચરણમાં, સઘળાં કારજ સરે,
દયા રહે નહિં ન્યુન જરાએ, કરી કરૂણા ગુરૂવરે. પરમ.

## કવાલી.

કલિ કાળમાં કિરતારનાં, દરબારમાં જાવા તણી,
ચાવી જમાવી ભાવી સુખની, સત્ય સદગુરૂમાં ઘણી.
અબજો તણો પીતા બન્યો, અબજો તણી માતા વળી,
અબજો કર્યા સ્વામી બની, સ્ત્રિ રૂપ માયામાં મળી.
અબજો તણો બંધુ બન્યો, અબજો તણી બ્હેની અને,
અબજો તણો પુત્રજ થયો, પણ આશ તારી નાં ટળી.
કાળો ગુમાવ્યા કંઈક તેં, તૃષ્ણા તણાં તારે ચડી,
ફાળો ભરી પડવા તણી, જો જો વિચારીજ પા ઘડી.
પીધાં સમૂદ્રો પાણીનાં, સ્તન પાનનો કંઇ પાર છે.
ખાધું હજારો લાખ ખાંડી, અન્ન કેવળ ભાર છે.
મુઓ મરાયો ને મરે છે, જગતની દ્રષ્ટિ મહિં,

પણ તું અમર છે સત્ય નિત્યજ, સમજ શંકા છે નહિં.
મળ મૂત્રને ચૂસ્યા ઘણાં, જઠરે મહિં જઇ જીવમાં;
વળી ગઇ હવે હદ કંઇક સમજે, તો જીગર જીગરે જડયાં.
એ જીગર સદ્‌ગુરૂ ચરણુની, રજ મહિં ઉછળે બહુ,
શોધ કરીલે જો દયા તો, નાવે જનમ મરણ કહું.

## મારે મંદિરે પધારો એ રાગ.

મારા બુડતાનાં બેલી ગુરૂરાજ જગન્નાથ, સ્વામીજી પૂજું તમારી પાવડી
કીધી કરૂણાની એલી ગુરૂરાજ જગન્નાથ, સ્વામીજી પૂજું તમારી પાવડી
માયા અવિદ્યા મોહ પ્રભુ કાપતા, આત્મતત્વને પ્રકાશ પ્રિતે આપતા,
સોહંહંસ સત્યભાને બાંધી પાજ જગન્નાથ, સ્વામીજી પૂજું તમારી પાવડી
ભલી વિદ્યા વિવેક ભાવની ભરી, જેમાં તત્વમસીની પ્રસાદિ છે ખરી,
તેને ભાવથી ભણાવી તાર્યો તાત જગન્નાથ,સ્વામીજી પૂજું તમારી પાવડી.
બન્યું પંચભૂત પિંજરૂ આ પોશવા, મળ્યા સર્વ ગુણ આવી પૂર્ણ જોશમાં
સુધા રસનાં તરંગે સાર્યાં કાજ જગન્નાથ, સ્વામીજી પૂજું તમારી પાવડી
તૃટિ ભ્રાન્તિ સ્વરૂપ નિજ જાણતાં, કિધો પાવન પ્રતાપ સર્વ જાણતા;
પ્રભુ અંત સમે રાખો મારી લાજ જગન્નાથ સ્વામીજી પૂજુ તમારી પાવડી.
ઘેરાં વાદળ તોડી પ્રકાશ આપવા, પેરા જ્ઞાનને વૈરાગ્ય બેઉ સ્થાપવા,
નેહ નજરે ઉદ્ધારો ગુરૂરાજ જગન્નાથ, સ્વામીજી પુજું તમારી પાવડી.
મળ્યા સદ્‌ગુરૂ સદવિદ્યા ભાવી યોગથી, બચ્યો અનંત જન્મતણા રોગથી;
કરી કરૂણા કર્યું દયાનું કાજ જગન્નાથ, સ્વામીજી પૂજું તમારી પાવડી.

## ધીરાને મળતું.

આ હૃદય કમળની માળારે, અર્પું ગુરૂનાં અર્ણમાં હોજી
એ માળામાં પારે પારે ગુંજારવ થાય,ગુંજારવમાં જાપ જગદિશના જપાય. હો-
ભવસાગરમાં શાન્તિની, તલાવડી ગુરૂસ્થાન,

જ્યાં તનમન તૃપ્તજ થતાં, મળે અમીરસ પાન.
પાને તૂટે તાળાંરે, જાએ સાચા શર્ણમાં હોજી આ હૃદય.
તાપ ત્રિવિધ તાવે સદા, હ્રદય બહુ ગભરાય;
કલ્પતરૂ ગુરૂવર કહી, જ્યાં રહી શીતળ છાંય.
છાંયે મંદિર ભાળ્યાંરે, ઉઠે નાદો કર્ણમાં હોજી. આ હૃદય.
ધન્ય ધન્ય ગુરૂ ચરણને, પ્રભાવનું નહિં માપ;
ભવસાગરમાં વીરડી, મીઠી મળી જપું જાપ.
જાપે ઘટ પટ ટાળ્યાંરે, ફરીને નાવે મર્ણમાં હોજી. આ હૃદય.
દિલાસો દુખિયાને મળે, મળે શાન્તિ સામ્રાજ્ય;
ભવજળ તારણ ન્હાવ આ, પૂન્ય તણા છે પાજ્ય.
આ પાજે પુરણ ભાળ્યાંરે, ભાવિક સદગુરૂ શર્ણમાં હોજી. આ હૃદય.
અનુભવ આત્માનંદનો, મળે જગદીશ દરબાર:
કેલવણી કાચી રહી, તો ગઇ તક નથી મળનાર.
તકની ટેકોવાળારે, સાથ દયા જા શર્ણમાં હોજી. આ હૃદય.

## કવાલી.

અબ્જો મુસાફર છે ગયા, અબ્જો મુસાફર આવીયા;
અબ્જો મુસાફર ઉપજ્યા, પણ જ્ઞાન વિણ નવ ફાવીયા,
સીધિ સડકની સીડીમા, અટવાઇ કંઇ ભુલા પડયા;
ભ્રમણા મહિં ભટકે સદા, પત્તા નથી હજીએ જડયા.
જીવન પ્રવાહ જગે જગે, પૂર જોસથી પડતો રહે;
ઘટમાળનો આ રેંટ તે, ઘટતો નથી વધતો રહે.
સાધક પડયા સીદ્ધિ તણી, ચટકી મળી તે વખ્તથી;
જ્ઞાની પડયા અંજાઇ અદભુત, રૂપવાળા તખ્તથી.
માયા તણાં ચુંબક મહિં, મોહોકાણુ મોટાની થઇ;

નિર્લેપ થઇ ફરતા જગે, યાદિ અમર તેની રહી.
બનતા ગુરૂ જગમાં બધા, કો શીષ્ય કે સાધક નથી;
દર્વાન દંભોનાં બની, ડહાપણુ મહિં મરતા મથી.
નિજ ભાનને ભુલી ભમે, ભાવિક બની ભવજાળમાં;
સંશય મહિં સપડાઇ સાર્થક, સર્વ નિજનું ટાળતા.
આદિ અનાદિ રૂપ એકજ, જીવ ઇશ્વર બ્રહ્મનું;
સમજાય તો સ્હેલું દયા, સેવન કરે ગુરૂ બ્રહ્મનું.

## છેટા રહ્યા શામળીયા.

છે શરણે નિત્ય તમારે તાત, સદગુરૂ શ્રી જગસ્વામી;
ટાળો પ્રભુ અંતરના ઉત્પાત, સદગુરૂ શ્રી જગસ્વામી.
સ્વામીજી નિત્યે સ્નેહે, સૌ શિષ્યને સંભાળો;
વાત્સલ્ય ભાવે વ્હાલા, મળમાત્ર હૃદયનાં ટાળો.
ઉછંગે લઈ ઉદ્ધારો તાત, સદગુરૂ શ્રી જગસ્વામી. છે શરણે.
કરૂણાસિંધુ કર છાંયો, અમ બાળક શિરપર નિત્યે;
આ ભાનુને પ્રકટાવ્યો, અમૃત વરસાવીજ ચિત્તે.
જાણી સદભાગ્ય અમારાં તાત, સદગુરૂ શ્રી જગસ્વામી. છે શરણે.
સૃષ્ટિમાં વૃષ્ટિ કરતાં, વ્યષ્ટિ ને સમષ્ટિ રૂપે;
ભાવિકનાં અંતર ભરતા, બ્રહ્મપદ પ્રાપ્તિનાં ધુપે.
અઘ ઓઘ ડુબાવ્યા કુપે તાત, સદગુરૂ શ્રી જગસ્વામી. છે શરણે.
તમ સ્મર્ણે હ્રદય ઉછળતાં, નિત્ય નવિન નવિન રસ ભરતા;
રગરગમાં ગુરૂપદ બળનાં, શુભ નાદ ટંકારજ કરતા.
તદ્રુપ ચિત્ત ચરણે ઠરતા તાત, સદગુરૂ શ્રી જગસ્વામી. છે શરણે.
ગુણુ ગણુગણુતા વ્હાલા, નવ પાર પામે મનડું;

તવ શરણે સમર્પે ચાતું, અમ પામર બાળનું તનડું.
જગદીશ દયાના સ્વામી તાત, સદગુરૂ શ્રી જગસ્વામી. છે શરણે.

ગજલ. આ શી દશા થઇ તારી.

સાધિ સમાધિ સાચી મેં, સદગુરૂના શર્ણમાંય;
વ્યાધિ ઉપાધિ આધિને, તજી દીધી તીર્થમાંય.
જ્યાં તીર્થ ત્રવેણી ન્હાયો, ત્યાં આત્મ સુકાનીજ આવ્યો;
અમૃત રસને પીવરાવ્યોરે, સદગુરૂનાં શર્ણમાંય, સાધિ.
હું કર્ત્તા કર્મને ત્યાગી, બન્યો આત્મપદે અનુરાગી;
લગની મને બહુ લાગીરે, સદગુરૂનાં શર્ણમાંય. સાધિ.
સહુમાં સાક્ષી રૂપ નિત્યે, રહી અલગપણેજ અનિત્યે;
ઇચ્છુ બ્રહ્મપદને પ્રીતેરે, સદગુરૂનાં શર્ણમાંય. સાધિ.
આદિ જે જ્ઞાન ગવાયું, છે જન્મોજનમથી આવ્યું;
આ ભવમાં ભાવે ભણાયુંરે, સદગુરૂનાં શર્ણમાંય. સાધિ.
પ્યાલો સદગુરૂએ પાયો, છે સાર સહુ સમજાયો;
શોધ્યો મેં શીતળ છાંયોરે, સદગુરૂનાં શર્ણમાંય. સાધિ.
હું ચાતક થઇ ટળવળતો, કો સ્થળે વિસામો ન મળતો;
જાઉં અદભુત રસમાં ભળતોરે, સદગુરૂનાં શર્ણમાંય. સાધિ.
સ્મરંગની ચટકી લાગી. ભુખ જન્મ મરણની ભાંગી;
છે દયા આત્મ જ્યોત જાગીરે, સદગુરૂનાં શર્ણમાંય. સાધિ.

કાલીંગડો.

સ્થૂળ ધુળમાં ન ફેર, મૂળ એક તત્વમાં;
મૂળ એક તત્વમાં જોને, ફૂળ નથી કાંઇ સત્યમાં. સ્થૂળ.
હું સદાનો ખૂટલ ફુટલ, મારૂં મનોહર આ;
માની મરાયોને જન્મ્યો બહુ પણ, તૃપ્તિ થઈ તોય નાં. સ્થૂળ.

સ્વપ્ન દશામાં શ્રીમાન ગણાયો, સાહ્યબીનો નહિ પાર;
જાગ્રતે જીવન રંક ન અંકજ, તોય ન સમજ્યો સાર. સ્થૂળ.
રાય ને રંક પશુ અને પક્ષી, પર્વત પૃથ્વીને ઝાડ;
સુશુપ્તિમાં સહુ સરખાં જોયાં, આત્મ સ્વરૂપે ન વાડય. સ્થૂળ.
ભાસે અવિદ્યાની માંહિ આ સુંદર, જ્ઞાન વિના અંધકાર;
બ્રહ્મ સ્વરૂપે દયા જ્યોત જાગે, જ્યાં નહિં મર્મ લગાર. સ્થૂળ.

## કવાલી ગજલ.

રાચ્યો રહી સંસારની રચના, રસીક નીરખી સહુ;
શાન્તિ મળી નાં કોઇ સ્થળમાં, તાપમાં તપતો બહુ.
કાશી ગયો કેદાર કાંચી, પ્રાગ મથુરા નાથજી;
ગોકુળ ગયા જગદીશ જમના, જઇ નમ્યો રઘુનાથજી.
હર નર્મદે હર નર્મદે હર, સેતુ બંધ મહેશ્વરા;
આબુ હિમાલય દ્વારકા, નવનાથ સિદ્ધજ ઇશ્વરા.
તૃપ્તિ ન તીર્થોમાં થઇ, જોયું ન જુદું કાંઇ મેં;
દ્રષ્ટે પડે પથ્થર અને, પાણી સિવાય ન કાંઈ છે.
દોડયો બહુ ભટકયો ઘણું, ભીતર મહિં કાચો રહી;
શાન્તિ અને તૃપ્તિ નિજાત્મા, નંદ વિણુ મળશે નહિં.
નિશ્ચય કરી જ્યારે વળ્યો, આંતર ગુહામાં પ્રેમથી;
ત્યારે ગઇ બ્રાન્તિ સહુ, જગદીશ મળીયા રહેમથી.
સતશાસ્ત્રને સદગુરૂ મહિં, ભટક્યા પછી શ્રદ્ધા વધી;
બેઠો ઠરીને ઠામ છોડી, જગતની વ્યાધી બધી.
મન વાણીનો નિગ્રહ થયો, ભવફંદ સમજાતા સહુ;
દિલમાં દયા શાન્તિ વળી, આ શાન્તિ શી રીતે કહું.

## સૈયર શીદને.

ગુરૂરાજે ત્રિપુટિ ભલી મેળવી જો,
મહાયોગે સમૃદ્ધિ સહુ કેળવી જો. ગુરૂ.
બ્રહ્મરૂપે પ્રવૃત્તિ જગતની કરી જો;
બ્રહ્મા વિષ્નુ શીવને ઉપાધીઓ ભરી જો. ગુરૂ.
બ્રહ્મા ઉત્પત્તિ કરે ને વિષ્નુ પોશતા જો,
શીવ મંગળથી જગત દોષ સોશતા જો. ગુરૂ.
જુએ સુત્રધાર નાટયની રચના સહુ જો,
ચતુરાઇ નૃત્યકારની દિસે બહુ જો. ગુરૂ.
ગુરૂ દેવે આ તંત્ર લઇ હાથમાં જો;
રાખી ત્રિપુટિ સદાય નિજ સાથમાં જો. ગુરૂ.
સત્ય ધર્મ સનાતની બીજ પોશવા જો;
વળી નાસ્તિકોના પાપ કર્મ નાશવા જો. ગુરૂ.
બ્રહ્મારૂપે જમીયત રામ નામમાં જો,
રહી સદગુરૂ વધારે ધર્મ ધામમાં જો. ગુરૂ.
મયાશંકરમાં વિષ્નુરૂપથી વસ્યા જો,
ધર્મ પોશવાને દેશો દેશમાં ધસ્યા જો. ગુરૂ.
જય શંકરમાં શીવ રૂપથી રહ્યા જો,
બની ભોળા ભાવીના કથન સહુ કહ્યા જો. ગુરૂ.
સત્ય સાર આ વિચારતાં મને મળ્યો જો,
ગુરૂદેવની કૃપાથી અંતરે કળ્યો જો. ગુરૂ.
દ્રશ્યરૂપે દયાળુ ત્રિપુટિ મહિં જો,
ભાવે જુઓ અદ્રષ્ય જરા છે નહિં જો. ગુરૂ.
ગુરૂસ્થાન બ્રહ્મલોક સમું શોભતું જો;

દયા સ્વપ્નુ ન કોઇ અંતરે હતું જો. ગુરૂ.
વૃષ્ટિ વેદોની થાય ગગન માજતું જો;
યજ્ઞ મંડપમાં ગાન શામનું થતું જો. ગુરૂ.
ગુરૂ જગદિશની આજ પ્રતિષ્ઠા થતી જો;
ભાગ્યવાન ભાવધારી લ્હાવ લે અતીજો. ગુરૂ.
આવા આનંદ અપાર ગુરૂ આપજો જો.
દયાશંકરના દેવ કષ્ટ કાપજો જો. ગુરૂ.

### ધુન-દરેક રાગમાં

રામ કૃષ્ન ગોવિંદ હરીહર, હરહરહર મહાદેવ હરીહર
ઓમ્ તત્સત્ પરમાત્મ હરીહર, હરહર હર મહાદેવ હરીહર.
સતચિત્ આનંદ રૂપ હરીહર, હરહરહર મહાદેવ હરીહર.
જય સદ્ગુરૂ જગદિશ હરીહર, હરહરહર મહાદેવ હરીહર.
પ્રણુમી બ્રહ્મ સ્વરૂપ હરીહર, હરહરહર મહાદેવ હરીહર.
હરી ૐ હર ૐ હરી ૐ હરીહર, હરહરહર મહાદેવ હરીહર.
વિશ્વોદ્ધારક વિશ્વ વિભુવર, હરહરહર મહાદેવ હરીહર.
દયાનાથ દિનબંધુ હરીહર, હરહરહર મહાદેવ હરીહર.

## તું તારા બિરદ સામું.

આ સંસારીઆનો ખેલ ખોટો ખલકમાં છે,
ફુટે જેમ પાણીનો પરપોટોરે. એવો.
જન્મતિ વેળાએ વ્હાલાં બહુ હર્ષઘેલાં થાતાં,
મર્ણે ચોફાળ ઓઢે મોટોરે. એવો.
લાડમાં લડાવીને ભાઇ મારૂં કરી માની બેઠા,
તોએ પડે અંત માંહિ તોટોરે, એવો.
ગજબારે બાજી સઘળી બનાવી છે ભેદવાળી,

જેમાં ભર્યો જબરો મરખડ ગોટોરે. એવો૦
પીતા પુત્ર નારી ભ્રાતા ભગિનિ પુત્રિ માતા જોતાં,
ભેલે દમે થાતો કલેશ મોટોરે. એવો૦
મર્ણું માટે જન્મ લેવો સંબંધી બંધ એવો,
ફટ દઇ ફુટી જાએ ફોટોરે. એવો૦
વિધિનાં પડેલા અંકો પ્રમાણે આ જગમાંડકો,
દઇ તજી જાવું નથી ગોટોરે. એવો૦
તુંબથી ઘડાણી ત્યાંથી પડે ત્યાં સુધી છે દુખમાં,
નથી શાન્તિ સુખનો ક્યાંઇ જોટોરે. એવો૦
સહેવા પરાણે દુખ જે પડે શિરે તે સદાએ,
મળે નાં ઉપાય ક્યાંઇ મોટોરે. એવો૦
શ્વાસોશ્વાસે બંધાયો સઘળો સબંધ જેવો,
તેવો તેનો પડતો અંતે તોટોરે. એવો૦
ભેદાએ આ ભયમાં તનડું મરે રોઇ રોઇ મનડું,
દયા દુખિયા ક્યાં કાઢે દોટોરે. એવો૦

## સંસારમાં સ્વર્ગ—કવ્વાલી.

ધરી ઉર ધર્ય શાન્તિને, ક્ષમા ગાંભિર્યની સાથે;
વૃત્તિ ઉંચ સ્થાનમાં રાખ્યે, મળે છે સ્વર્ગ સંસારે,
દયા શુભ દાન વૃત શિલને, અડગ પરમાર્થમાં નિત્યે;
રહેતાં શક્તિ અનુસારે, મળે છે સ્વર્ગ સંસારે.
ભલાઈ ભદ દિલ માંહે, નિરંતર વાસ કરી રહેતી,
સહનશીલતા તણાં ગુણથી, મળે છે સ્વર્ગ સંસારે.
કુટુંબી આપ્તજન ને અન્ય,માં નહિં ભેદ ગણનારા;
અભેદિત ભક્તિને નિત્યે, મળે છે સ્વર્ગ સંસારે.
સદાએ સત્ય અમી દ્રષ્ટિ, તણી વૃષ્ટિ દિલે વરસે;

મધુરી વાણીથી વહાલા, મળે છે સ્વર્ગ સંસારે.
રહે તન મન તણું વર્તન, સરલ સંતોષી ને સાદું;
જીવન પરમાર્થમાં દેતાં, મળે છે સ્વર્ગ સંસારે.
બાહિર આંતરે કદિ એ, વૃથા સંકલ્પ આવે નાં;
રહે તદ્રુપતા તનમાં, ખરૂં એ સ્વર્ગ સંસારે.
ભયંકર ભાવનાઓનાં, સ્ફુરણ સ્વપ્ને કદિ નાંવે;
દયા શંકા ઉઠે શાની, ખરૂં એ સ્વર્ગ સંસારે.

## સંસારમાં નર્ક—કવ્વાલી.

અસંતોષી અભિમાની, અને ઇર્ષાની નાદાની;
વશી વાસો કરી પાસે, ખરૂં એ નર્ક સંસારે.
બળે સગડી હૃદય માંહે, ઉપાધિ આધિ વ્યાધિની;
ન શાન્તિ જીંદગીભરમાં, ખરૂં એ નર્ક સંસારે.
પ્રપંચી પાસલાઓમાં, જુગારી જીવને બાંધ્યો;
પડે પોબાર નાં કદિ એ, ખરૂં એ નર્ક સંસારે.
બહુ વિશ્વાસુને રેંસ્યા, કરી કરપીણનાં કામો;
વિસામો નાં જરી લીધો, ખરૂં એ નર્ક સંસારે.
અધમતા આચરી પૂરી, અધુરી લેશ નાં રાખી;
ભર્યા ભંડાર પાખંડે, ખરૂં એ નર્ક સંસારે.
વિષયની વાસનાંઓમાં, રમ્યો રમણી મહિં નિત્યે;
ઘેરાઇ વ્યાધિમાં રડતો, ખરૂં એ નર્ક સંસારે.
ઘણાં સત્કર્મથી પામ્યો, તું માનવજન્મ ઉત્તમ જે;
ગયો ભૂલી ગયો ભૂલી, ખરૂં એ નર્ક સંસારે.
જતાં શાન્તિ તણી સ્વારી, વૃત્તિ વ્હેમી બની ભારી;
દયા ચડી કાળની સ્વારી, ખરૂં એ નર્ક સંસારે.

## વૈદરભી વનમાં.

એવોરે સમય ક્યારે આવશે, સંયમ સ્થિતિ થઇ જાય;
આત્મસ્વરૂપ અવલોકતાં, આનંદ ઉદધિ છલકાય. એવોરે૦
જમનાં ભયથી બચી જાવા, મળશે વ્હાલામાં વાસ;
તો પટ તૂટે તિમિરનો, પામે મનડું વિકાસ. એવોરે૦
અહં મમત્વ તૂટી જતાં, થાએ શાન્તિ સામ્રાજ્ય;
તત્વમસી પદ પ્રેમથી, સ્મર્ણું રહિ મારે કાજ. એવોરે૦
ચરાચર વ્યાપક બ્રહ્મનું, થાએ અંતરમાં ભાન;
બંધન માયાનું તૂટીને, આવે દ્રષ્ટાનું જ્ઞાન. એવોરે૦
આપણુ સરવે હળીમળી, રહીએ આ વિશ્વમાંય;
કરીએ કમાઇ કરવાતણી, આયુ સફળજ થાય. એવોરે૦
વૈભવ સંપત્તિ સમૃદ્ધિ, સઘળી માયીક જેહ;
થાય તૃણુંવત અંતરે, લેશે રહે નાં સંદેહ એવોરે૦
માન અને અપમાનથી, થાએ નહિં શોકાનંદ;
રાગી મટીને વૈરાગ્યથી, તૂટે તનડાનો ફંદ. એવોરે૦
અમીરસ અંતરે ઉછળે, મળતાં આનંદ નીત;
શ્રી શકર જગન્નાથનાં, ચર્ણે ચોંટી રહે ચીત. એવોરે૦
કૈવલ્ય ચિદ્દઘન ચર્ણનો, થાએ આનંદિ યોગ;
ક્યારે તુટે કૈંક દિવસોનો, ત્હારા વ્હાલાનો વિયોગ. એવોરે૦

## કર્મગતી મન તું શીદને કલ્પના કરે.

રચી આ કર્મગતી નટવરે, ફેરવી કોથી તે નવ ફરે,
માત ઉદરથી જન્મ પામીઆ, બંધુ બંધની માંય;
એક મજુરી કરે જગતમાં, બીજો રાજ પૂજાય. રચી આ૦
એક વૃષભ છે શંકર વાહન, માલ મલીદા ખાય;
બીજો ઘાંચી ઘર અથડાતો, ઉચકી ભાર સદાય. રચી આ૦

એક વાંસની કાતલડી બે, અળગી પડી જગમાંય;
એક કૃષ્ણ મુખમોરલી બની ગઈ, બીજી શબ લઇ જાય. રચી આ૦
પથ્થર એક પૂજાય મંદીરે, બીજો મસાણુની માંય;
રહી ઠીકરાં શબનાં ફોડે, નિત્ય ગણી ન શકાય. રચી આ૦
એક શ્વાન જઇ રાજમંદિરે, ગાદિપર સુખમાંય;
પામે સુંદર સેવા સહુની, બીજો હડહડ થાય. રચી આ૦
એક પુષ્પ હરી શીરપર ચડતું, ઉત્તમ પૂજનમાંય;
બીજું કીચડમાં ચગદાતું, ગંધ ગંદકી ખાય. રચી આ૦
એક સતિત્વે સદાય શોભી, સદ્ગુણુ માંહી ગવાય;
બીજી બની શંખણી ભટકે બહુ, તોય ન તૃપ્તજ થાય. રચી આ૦
લખ્યા લેખ લલાટ મહીં જે, તેવાં લક્ષણુ થાય,
વૃથા શોકને હૃદયે રાખી, ફર્યે વળે નહિં કાંય. રચી આ૦
બહુ દાખલા જગમાં દેખી, મનપર નિશ્ચય થાય;
દયા ગતી આ કર્મતણી છે, તે નવ કળિજ શકાય. રચી આ૦

## કોઇ અમને કૃષ્ણ બતાવોરે.

ભાઇ ભ્રમણાં માંહી શીદ ભટકેરે, માયા રંગમાં.
જાણી જોઇ જીવડા શું લટકેરે, માયા રંગમાં.
આ આરસીમાં સંગ રંગ લાગે, ચસ્કે ચડયે ચીત ફટકેરે. માયા.
જનમી ન જાણ્યું તેં મરીએ ન જાણ્યું, લ્હાણું વહેંચાણું કટકે
કટકેરે. માયા.
ખાસી ખુવારીમાં ખાંતે જવાનું, ખોળી કાઢયું સ્થાન ખટકેરે. માયા.
પંખી પીંજર પંચભુતનું મઢેલું આ, તુટી જાશે એક ત્રટકેરે. માયા.
રાગી મની જાગી જરીએ ન જોતાં, તારા તુટયાં કટકે કટકેરે. માયા.
જાળો રચી લ્હાવ લીધો જગે બહુ, અંતે મુઓ તું એક ફટકેરે. માયા.
મોંઘું બહુ તન માનવનું આ, સોંઘું કરીને ભાઇ સટકેરે. માયા.
લાલચમાં લપટાઇ પડી તું, મીથ્યા ત્હારૂં તનડું પટકેરે. માયા.

આરે નથી સંસારની માંહીં, તજવું બધું એક ઝટકેરે. માયા.
સાચી શીખામણ અંતરે લાગે, તો ચડી જાને ઇશ્વ ચટકેરે. માયા.
કહેવું હતું તે દયા સર્વ કીધું, ઉડી જાવું છે એક ઝટકેરે. માયા.

## સુરતા લાગી છે જેની.

કાયા કરમાણી ત્હારી માયા ખરચાણી ધાણી આવી ગઇ માથે;
જીવન ક્રમ જાણી વાણી ગર્ભે ગવાણી પાણી સઘળા થઇ સાથે,
જાગી તું જોને અંતરમાંહી ભમરાળા, કોને માટે તું કરતો કર્મો
સૌ કાળાં,
કાળાનાં ચાળાવાળા ઉડયા વસાણાં તાળાં કરમોનાં હાથે. કાયા.
જીવનની દોરી પગલે ડગલે અંકાણી, અંતરની ઉંડી આશા જે જે
બંધાણી.
તે તે સુધારી લે સત્વરે પ્રાણી, ભય છે જમડાનો માથે. કાયા.
ચાનેં રખડીને આવ્યો અંતજ તારો, તારી લે છેલો પામ્યો માનવ
જન્મારો.
ભૂલ્યો તો ભમણાં માંહી એકે નથી આરો, મરશે આશાની બાથે.
કાયા.
આરે આશામાં સુરનર મુનિવર લોભાણાં, અનુભવ મળતા છે
પુરા સઘળા પસ્તાણાં,
સમજ્યા પછીનાં કોઇ જરીએ સપડાણાં શાણાં સમજી લ સાથે કાયા.
જાળે ફસાતાં જીવન કરમાઇ જાશે, ગુમાવી તક તો આખર
ખાસડાં ખાશે,
થાશે ફજેત તારી જગમાં ખુવારી ભારી, દયા જો માથે. કાયા.

---

# ખુશ ખબર.

વસુધામૃત—સ્વાદિષ્ટ છે અને દરેક રોગપર રામબાણ છે.

વસુધામૃત—વિદ્યાર્થીઓને વહાલું છે, કારણ કે મગજને શક્તિ આપી યાદદાસ્ત વધારે છે.

વસુધામૃત—સ્ત્રિઓની માતા છે, બાળકોની નર્સ છે, યુવાનોનો મિત્ર છે અને વૃદ્ધોનું જીવન છે.

વસુધામૃત—પ્રદર, સાંધા, કમરનો દુખાવો, ચાકરી, મંદાગ્ની, બેચેની, ઉધરસ, દમ, હિસ્ટીરીયા, ઉન્માદ (ગાંડપણ) વાઇ, જ્ઞાનતંતુની નબળાઇ, દુર્બળતા, સોજા, ગડ, ગુમડ, દાદર, કંઠમાળ, ભગંદર, ખરજવું, વિગેરે તમામ રોગને દુર કરે છે.

વસુધામૃત—ખવાય છે, પીવાય છે, ચોપડાય છે, જેથી દરેક કુટુમ્બમાં રાખવા લાયક છે.

વસુધામૃત—ગમે તે રૂતુમાં ગમે તે વખતે ગમે તે રોગ પર તાત્કાલીક ફાયદો કરે છે.

વસુધામૃત—દુધ દ્રાક્ષ, પાણી, સાકર, શેલડી, દાડમ, નારંગી, અંબા, મોસંબી, કેળાં, કેરી વિગેરેના રસમાં લેવાય છે અને પરેજ કોઇપણ જાતની નથી.

વસુધામૃત—તોલા એકની બાટલીના માત્ર રૂ. અઢી છે અને તે એક માસ ચાલે છે.

આ સિવાય અમારે ત્યાંથી ખાત્રી લાયક ધાતુઓની દરેક ભસ્મો, રસો, મુટિકાઓ અને ઓષધો દરેક મળી શકે છે. સલાહ મફત આપવામાં આવે છે. માત્ર જવાબ માટે ટીકીટ બીડવી.

વૈદ્ય દયાશંકર મકનજી ત્રિવેદી—વઢવાણવાળા.

સાંકડીશેરી—અમદાવાદ.

દોહરો.

જ્ઞાન તત્વનાં તત્વનું, મળતું સદગુરૂ પાસ;
અધિકારી અંતરતણો નિશ્ચય થાય ઉજાસ.

—✤✤—

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર

## વૈદ્ય દયાશંકર મકનજી ત્રિવેદી.

વઢવાણવાળા હાલ અમદાવાદ સાંકડીશેરી.

સંવત ૧૯૭૯ વૈશાખ શુક્લ ૧૫ શ્રીસદ્ગુરૂ પ્રતિષ્ઠામહોત્વ.
લીંબડી

—✤✤—

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.



શ્રી જૈન વિદ્યાવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. વાડીલાલ નાથે
છાપ્યું. રીચીરોડ પુલ નીચે-અમદાવાદ. નં ૧૧૬

કિમ્મત અમૂલ્ય શ્રી સદ્ગુરૂ ચરણમાં.

—✤✤—